

# "હઝરત ઈસા"

તથા

# "હઝરત મોહમ્મદ"

## સલ્અમના સાથીઓ.


લેખક તથા પ્રકાશક,

**મોહમ્મદ ઝકરીયા, ફતેહ મોહમ્મદ, મનીયાર,**

**"ઝાકીર."**

ઠે૦ ૩૦૧ હબીબ બીલ્ડીંગ, ભીંડીબજાર, મુંબઇ, નાં.૯.



છાપનાર:—**મગનલાલ જગજીવનદાસ,** (૮૭૮-૭૭)

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ નં. ૩.


કિંમત ૪ આના.



ઇલેકટ્રીકનું કામ કરાવનારાઓને તથા કંટ્રાકટરોને

# ખુશ ખબર.

ટે. નં. ૫૭૬૩.] **હાશમ આહમદ** [કેબલ એડ્રેસ ટીક કેસીંગ.

**ટીમ્બર મરચંટ.**

હમારે ત્યાં ઇલેકટ્રીક ફીટીંગને લગતા સર્વ પ્રકારના સામાનો જેવો કે ટીકવુડ, કેસીંગ, કેપીંગ, બ્લોકસ, બોર્ડ, ફ્યુઝ, બોક્ષ અને સ્વીચ હોલ્ડર, કટ આઉટ, લેમ્પસ વગેરે તૈયાર સ્ટૉકમાં હંમેશા મળશે

બહાર ગામના ઑરડર ઉપર પુરતો ધ્યાન આપવામાં આવશે.

૨૦૬ તવાવાલા બીલ્ડીંગ,
લુહાર ચાલ,
મુંબઇ, નં. ૨.

**હાશમ આહમદ,**
ટીમ્બર મરચંટ.



# "હઝરત ઇસા"

તથા

# "હઝરત મોહમ્મદ."

## સહઅમના સાથીઓ.

ઉપલા મથાળાથી જણાશે કે દુન્યાના બે મહાન પેગમ્બરોએ દુન્યામાં પોતાના શિક્ષણની કેવી અસર ફેલાવી તથા તેઓના સાથીઓ વફાદારી, ઇમાનદારી, ચાલચલન, સત્યતા તથા પ્રમાણિક-પણામાં કેવા હતા તે આપણે બંન્ને ધર્મોના પુસ્તકો તથા ઇતિહાસથી જોઈ જઈએ.

### હઝરત ઇસા (જીસસ ક્રાઈસ્ટ) ના સાથીઓ.

હઝરત ઇસાના સાથીઓને હવારીઓ અથવા ચેલાઓ કહે-વામાં આવે છે. સર્વે હવારીઓ ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક બાઇબલ (ઇનજીલ Bible) પ્રમાણે ધર્મીષ્ટ તથા પાકબાજ નહોતા, તે

આપણે ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક બાઇબલથી પરિક્ષા કરી ખાતરી કરીએ.

(૧) હઝરત ઇસા (જીસસ ક્રાઇસ્ટ Jesus Christ) ને બાર શિષ્યો હતા, તેઓમાંના કેટલાક માછીમાર હતા જેમકે નીચે લખેલા બાઇબલના લેખથી સાબીત થાય છે.

"અને જીસસ (ઇસા) જ્યારે ગાલીલી (Galilee) નાં દરિયા આગળથી પસાર થતા હતા ત્યારે બે ભાઇઓ સાયમાન જે પીટરના નામે ઓળખાતો હતો તથા એનડરૂ તેનો ભાઈ, એ બન્નેને જોયાં કે તેઓ માછીની જાળી દરિયામાં નાંખતા હતા, કારણ કે તેઓ માછીમાર હતા. (૧૮) તેણે (ઇસાએ) તેઓને કહ્યું કે મારી પાછળ આવો અને હું તમોને માણસોના પકડનાર બનાવીશ. (૧૯)."

( જુઓ—સેન્ટ મેથ્યુ પ્રકરણ ચોથું આયત ૧૮–૧૯ )

(૨) 'અને ત્યાંથી આગળ ચાલતાં તેણે (ઈસાએ) ઝેબેદીના બે પુત્રો જેમ્સ અને તેનો ભાઈ જોન એ બન્ને જણાઓને તેમના પિતા ઝેબેદીની સાથે વહાણમાં બેઠા જાળીઓ ગુંથતા જોયાં, અને તેણે તેમને બોલાવ્યા. (૨૧) તેઓ તરતજ વહાણ તથા તેમના પિતાને છોડી તેની (ઇસાની) પાછળ ગયા (૨૨), ( જુઓ—સેન્ટ મેથ્યુ પ્રકરણ ચોથું આયત ૨૧–૨૨ ).

(૩) તેઓ ઉતરતી પંકતીના તથા અજ્ઞાની હતા, તેથી તેઓને કોઇપણ વાત સમજાવતાં તથા સમજતાં બહુજ મુશકેલી થતી હતી, અને તેઓને તે વાત કહેવામાં આવતી કે જે તેઓ સમજી શકે, પરંતુ ઉંડી ફીલસુફી ઈત્યાદિ એવી એવી વાતો તેઓ સમજવા શક્તિવાન નહોતા. વળી તેઓ જે જોતાં તે ઉપર પણ ભરોસો કરતા

નહિ, અને ઇમાનદારીમાં પણ નબળા હતા તેઓ કમઅક્કલના હતા તથા તેઓના દીલમાં પોતાના ગુરૂ તથા ધર્મની આસ્થા મજબુત નહોતી; અને તેથીજ કરીને તેઓમાંના કેટલાક દગાબાજ બાઇબલથી સાબીત થયા છે. અને આસ્થા મજબુત નહિ હોવાના કારણે ખરા સંકટના સમયમાં પોતાના ગુરૂને તજી નાસી જાય છે તે સર્વે હું બાઈબલથી પુરવાર કરી આપીશ.

(૪) "જેમ્સ અને જોન જેઓ ઝેબેદીના દીકરાઓ હતા, તેઓએ હઝરત ઇસા પાસે અરજ કરી અને કહ્યું કે અમો બંનેને તારી મહિમાના સમયમાં તારી જમણા અને ડાબા પડખે બેસાડજે, પરંતુ ઇસાએ તે વિષે જવાબ આપ્યો કે તમો જે માંગો છો તે વિષે જાણતા નથી, અને મારી ડાબી તથા જમણી બાજુએ બેસાડવું તે કાંઈ મારૂં કામ નથી. પણ તે જગ્યા જેના માટે તૈયાર થઈ છે તેને મળશે. આ સાંભળી બાકીના બીજા દસ હવારીઓ જેમ્સ તથા જોનથી બહુ નાખુશ થયા."

(જુઓ સેન્ટ માર્ક, પ્રકરણ દસમું–આયત ૩૫ થી ૪૧)

આખું બાઇબલ વાંચવાથી જણાય છે કે ડાબી અને જમણી બાજુએ હઝરત ઇસાની જીંદગીમાં કોઇપણ બેઠું નહિ. આ ઉપરથી જણાય છે કે બાર હવારીઓમાં તથા તેમના માનનારાઓમાં તેમની જમણી તથા ડાબી બાજુ બેસવાને કોઇ લાયકજ નહોતું, કેવો કમનસીબ બનાવ! અરે જેઓ પોતાના ગુરૂના સંગમાં રહીને સુધરી નહિ શકયા તથા ઉંચ પ્રકારની આત્મિકશક્તિ મેળવી શકયા નહિ તેઓ તથા તેમના વંશજોમાં તથા તેમના માનનારાઓમાં તો વળી એ શક્તિ શું હોય? ખાક?

(૫) હવે આપણે પીટર જે હઝરત ઇસાના મોટા શિષ્ય હતા, તેમની બાબતો બાઇબિલમાં તપાસીએ.

"અને હું (ઈસા) તને કહું છું કે તું પીટર છે. અને આ ટેકરી ઉપર હું મારી મંડળી બાંધીશ ને તેની સામે નર્કના દરવાજાનું જોર ચાલશે નહિ (૧૮) અને આકાશ અને પૃથ્વીના રાજ્યની કુંચીઓ હું તને આપીશ, અને જે તું કાંઇ પૃથ્વી ઉપર બાંધીશ, તે આકાશમાં બંધાશે અને પૃથ્વી ઉપર તું જે છોડીશ તે આકાશમાં પણ છોડાશે. (૧૯)

(જુઓ સેન્ટ મેથ્યુ પ્રકરણ સોળમું ૧૮–૧૯.)

આથી સાબિત થાય છે કે હઝરત ઇસાએ પીટરને બહુ મોટા અધિકારો તથા સત્તા આપી અને તેમનું હઝરત ઇસા પાસે સારૂં માન હતું. અને આપણે તે પ્રકરણમાં ફરી હઝરત ઈસાની જીભે તપાસીએ કે તેના વિષે શું કહેવામાં આવ્યું છે.

(૬) "શેતાન! મારી પછવાડે જા, તું મને ઠોકર ખવડાવનાર છે, કેમકે ખુદાની વાતો ઉપર નહિ પણ માણસોની વાતો ઉપર તું ચીત લગાડે છે."

(સેન્ટ મેથ્યુ, પ્રકરણ સોળમું–આયત ૨૩ મી.)

શું જોયું ? ગુરૂની મુબારક જીભે બાપડા પીટરને શેતાન બનવું પડયું, અને ખરેખર તે હતો પણ તેવોજ, જે પોતાના ગુરૂ તથા ખુદાની વાતો ઉપર ભરોસો ન કરે અને બીજી વાતો ઉપર ભરોસો કરે તેવા માણસને શું કહેવું જોઇએ ? અને જો હઝરત ઇસા એવા માણસને શેતાન કહે તો તે વાજબી કેટલું માની શકાય.

(૭) "હઝરત ઈસાએ પોતાના હવારીઓ (ચેલાઓ) ને વહાણમાં ચઢી જવાનું કહ્યું પણ તોફાન બહુજ હોવાથી કાંઠા આગળથી વહાણ આગળ ચાલી ગયું હતું, અને હવારીઓ (કોહું બાકતા) કીનારા ઉપર ઉભા હતા હઝરત ઇસાને પાણી ઉપર ચાલતા જોઇ હવારીઓ ગભરાઇ ગયા અને સમજ્યા કે કોઈ ભુત છે અને તેઓ ગભરાઇ બુમો મારવા લાગ્યા. પણ હઝરત ઇસાએ તેઓને જણાવ્યું કે ખુશ થાઓ અને ગભરાવો નહિ એતો હું (ઇસા) છું. ત્યારે પીટરે કહ્યું કે જ્યારે તમો છો તો મને રજા આપો કે હું પણ પાણી ઉપર ચાલીને આવું. અને હઝરત ઈસાએ કહ્યું, આવ! અને પીટર પાણી ઉપર ચાલી જીસસ (ઇસા) તરફ જવા લાગ્યા, પરંતુ જ્યારે તેમને જોયું કે હવા બહુજ તોફાની છે તો તે બહુજ ગભરાયા અને ડુબવા લાગ્યા; ત્યારે બુમ પાડી ઉઠયા કે મને બચાવો અને તરતજ હઝરત ઇસાએ હાથ લંબાવ્યો અને તેને તરત પકડી લીધો અને કહ્યું કે કમ ઇમાન! તું શા માટે વહેમમાં પડયો. (જુઓ બાઇબલ સેન્ટ મેથ્યુ પ્રકરણ ચૌદમું આયત ૨૩ થી ૩૧) અહિં મને એટલું કહેવાનું છે કે હવારીઓ ખરેખર ઓછી બુદ્ધિવાળા તથા અવિશ્વાસી હતા, જ્યારે તેઓ નિત્ય હઝરત ઈસાની સાથે રહેતા હતા અને ખ્રિસ્તિઓની માન્યતા પ્રમાણે તેઓ અનેક પ્રકારના ચમત્કારો વારંવાર જોતા, તો આ એક અદના ચમત્કાર પણ તેઓ સમજી નહિ શકયા; અને વહેમમાં પડયા કે તે ભુત છે! પોતાના ગુરૂને પણ ઓળખી ન શકે તેવા માણસો ઉપર અફસોસ અને તેને ભુત સમજ્યા! જો હઝરત ઇસા બુમ પાડી નહિ જણાવતે તો કોણ જાણે તે મુર્ખના સરદારો શું કરી નાંખતે. વળી તેઓને તેમના ગુરૂ ઉપર પણ ભરોસો ન હતો તે એટલાથીજ જણાય છે કે જ્યારે હઝરત ઇસાએ કહ્યું કે "પાણી ઉપર ચાલીને

આવ," તો ડરવા લાગ્યા અને જાણ્યું કે રખેને ડુબી મરૂં! જો પોતાના ગુરૂના વચનો ઉપર પુરો ભરોસો હોત તો પાણી તો શું પરંતુ સળગતી આગમાંથી પણ વગર બ્હીકે પસાર થઈ જતે.

આ નિર્ણય જે મેં કર્યું છે તેના ટેકામાં હું કેટલાક ખ્રિસ્તિ વિદ્વાનોના વચનોના દાખલાઓ તે વિષે આપી હું સાબીત કરી આપું છું કે પીટર કેવા પ્રકારનો માણસ હતો.

(૮) જોન નામનો એક પ્રોટેસ્ટન્ટ વિદ્વાન લખે છે કે "પીટરને મોટાઈ તથા વાંધો ઉઠાવવાની સખત ટેવ હતી અને તે નબળી બુદ્ધિવાળો હતો."

ઓગસ્ટાઇન કહે છે કે 'તે શાંત સ્વભાવનો ન હતો કદી તે વિશ્વાસ લાવતો અને કદી તે શંકામાં પડતો."

(જુઓ ઇઝહારૂલ હક્ક પૃષ્ટ ૬૮.)

ત્યારે હું પ્રિય વાંચકથી ન્યાયપૂર્વક પ્રશ્ન કરૂં છું કે જે આવા ગુણવાળો હોય તે શું આકાશના તથા પૃથ્વીના રાજ્યની કુંચીનો માલેક થવા લાયક પણ હોઇ શકે ખરો કે? જો આવા માણસને આવી મોટી જોખમદારીઓ સોંપવામાં આવે તો દુન્યાનો બેડો પારજ સમજવો? બસ અંધેર અંધેર અને અંધેર નગરીનું રાજ્ય ફેલાય.

(૭) હઝરત ઈસાનો આખેરી વખત નજદીક આવ્યો, ત્યારે પોતાના સર્વે હવારીઓને તે વિષે જણાવ્યું અને તે વિષે આગમ-ચેતી પણ આપી કે મારા ચેલામાંનો એક કે જે મને દુશ્મનોના હવાલે કરશે. અને કહ્યું કે તમોને મારી જુદાઇથી બહુ દીલમાં લાગશે ત્યારે પીટર નીચે પ્રમાણે કહે છે:—

"પીટરે કહ્યું, કે સર્વે ઠોકર ખાશે પણ હું ઠોકર નહી ખાઉં!"

"ત્યારે જીસસે તેને જણાવ્યું કે હું તને જણાવું છું કે આજે મુરઘો એ વખતે બોલશે તેટલામાં તું ત્રણ વખત મારો ઈનકાર કરીશ."

"પીટરે કહ્યું કે મરી જઈશ પણ તારો ઇનકાર નહિ કરૂં, તેવીજ રીતે બીજા ચેલાઓએ પણ કહ્યું."

(જુઓ બાઈબલ સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું આયત ૩૩ થી ૩૫ સુધી અને સેન્ટ માર્ક પ્રકરણ ચૌદમું. ૨૯ થી ૩૧)

(૧૦) (તેજ રાત્રે) "પછી જીસસ તેઓની સાથે એક જગ્યા કે જેનું નામ ગેથસેમને હતું ત્યાં આવ્યા, અને ચેલાઓને કહ્યું કે તમો અહીં બેસો, અને હું ત્યાં જઇ બંદગી કરૂં છું. (૩૬) અને પોતાની સાથે પીટર તથા ઝેબેદીના બે પુત્રોને લીધા અને પોતે બહુજ દીલગીર તથા ફીકરમંદ થયા." (૩૭)

(સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું ૩૬–૩૭)

(૧૧) "અને જ્યારે તે ચેલાઓ ભણી પાછા આવ્યા ત્યારે સર્વને સુતેલા જોયા, અને તેણે પીટરને કહ્યું, શું તમે એક કલાક મારો પહેરો નહિ કરી શકો (૪૦) પહેરો કરો અને બંદગી કરો કે કદાચ તમો લાલચમાં ફસો નહિ (૪૧)"

(સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું ૪૦–૪૧)

(૧૨) "આવી રીતે હઝરત ઇસા ત્રણ વખત બંદગીમાંથી ઉઠી ઉઠીને આવ્યા અને જોયું તો તેઓ સર્વે ભર ઉંઘમાં પડયા ઉંઘતા હતા, અને તેઓને કોઇપણ પ્રકારની શુદ્ધિ નહોતી આખરે હઝરત ઇસા કચવાઇને કહે છે કેઃ—

"ફરી તે ચેલાઓ આગળ ગયા અને કહ્યું, હવે તમો સુતા રહો, અને આરામ કરો, જુઓ આખેરી વખત આવી પહોંચ્યો અને મનુષ્ય પુત્ર (ઇસા) દગલબાજીથી ગુન્હેગારોના હાથમાં સપડાય છે."

( જુઓ સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું ૪૨ થી ૪૫ )

આપણે બાઇબલના ઉપલા ફકરાઓ વાંચી જોઇ ગયા કે હઝરત ઈસાના હવારીઓ (ચેલાઓ) બંદગી, અથવા પહેરા ભરવાના બદલે તથા પોતાના જાનથી વધારે પ્રિય પોતાના ગુરૂના રક્ષણ કરવાના બદલે તેઓ ઉંઘાઈ ગયા અને હઝરત ઇસા દુશ્મનોના હાથમાં સપડાઇ ગયા, વળી ખ્રિસ્તિઓને શરમ પમાડે તેવો એક વધારે દાખલો નીચે છે:—

(૧૩) "જ્યારે દુશ્મનોએ આવી (ઇસાને) પકડયા ત્યારે સર્વે ચેલાઓ નાશી ગયા."

( સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું—૫૬ )

( સેકટ માર્ક પ્રકરણ ચૌદમું—૫૦ )

કેટલી શરમ ભરેલી વાત છે, ગુરૂ સામે તો હમદર્દીના મોટા ગપાટા મારતા અને જાન આપવાના વચનો આપ્યા હતા. અને જ્યારે પરિક્ષાનો વખત આવ્યો ત્યારે સર્વે પોત પોતાનો રસ્તો પકડયો. કયાં ગઈ હમદર્દી ?

ઈમાનદારી કયાં ગઈ ? ગુરૂસેવા શું આનું નામ ? શું આવા ચેલાઓ નિમકહલાલ કહી શકાય ?

(૧૪) સેન્ટ મેથ્યુના છવીસમાં પ્રકરણની ૬૯ થી ૭૫ સુધી આયતો અને સેન્ટ માર્કના ચોદમા પ્રકરણની ૬૬ થી ૭૨ સુધીની આયતોથી સાબિત થાય છે કે બે વખત છોકરીઓએ પીટરને પુછ્યું તું પણ જીસસ (ઇસા) સાથે હતો, ત્યારે તે પોતે તે વિષે ઇનકાર કીધું અને ત્રીજી વખત જયારે તેને પુછવામાં આવ્યું તો ઇનિકાર કીધું અને કસમ ખાઇ લાનત (શ્રાપ) આપી કે તે માણસને હું (પીટર) ઓળખતોજ નથી.

કેટલી શરમ ભરેલી વાત છે કે જયારે જીસસે તે વિષે પ્રથમથી જણાવ્યું હતું, ત્યારે પીટર કહેતો હતો કે નહિ તેમ મારા વિષે નહિ થાય અને હું તે તારી સાથે મરી જઇશ ઇત્યાદિ. હવે જયારે પોતાની જીંદગી ભયમાં પડી ત્યારે પોતાના ગુરૂને પણ શ્રાપ આપ્યા. શરમ છે એવા નાલાયક ચેલા ઉપર! પ્રિય વાંચકો હવે કહો કે આવો માણસ કેવી રીતે પૃથ્વી તથા આકાશના રાજયની કુંચી રાખી શકે તથા સત્તા ભોગવી શકે?

(૧) હવે આપણે તે ચેલાને જોઈએ કે જેણે પોતાના ગુરૂને ફક્ત ત્રીસ ચાંદીના સીકાની નીચ લાલચ માટે પકડાવી દીધા તેનું નામ જુદાસ ઈસ્કારીઓત (Judas Iscariot) હતું.

"બારમાંનો એક ચેલો જેનું નામ ઇસ્કારીઓત હતું તે (યાહુદીઓના) મોટા ટોળા સાથે ગુરૂ પાસે ગયો (૧૪) અને તેણે તેઓને કહ્યું કે જો હું તેને (ઈસાને) પકડીને તમારા હવાલે કરૂં તો તમે મને શું આપશો અને તેઓએ ચાંદીના ત્રીસ સીક્કા આપવા નક્કી કીધું (૧૪) અને ત્યારથી તે (જુદાસ) તેને (ઇસાને) પકડાવવાની તક શોધ્યા કરતો હતો. (૧૬)

(સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું આયત ૧૪ થી ૧૬)

(૧૬) હઝરત ઇસાએ જણાવ્યું હતું કે તે પોતાના એક બેઇમાન ચેલાને હાથે સપડાશે અને હઝરત ઈસાએ તેને શ્રાપ પણ આપ્યા હતા તે નીચે લખેલા બાઈબલના લેખથી જણાશે.

"મનુષ્ય પુત્ર (ઇસા) જેના માટે જે નિર્માણ થયું હતું તે પ્રમાણે જાય છે, પરંતુ શ્રાપ (લાનત) ઉતરજો તે માણસ ઉપર જેનાથી મનુષ્ય પુત્ર પકડાગો, જો તે પેદાજ ન થતે તો તે માણસ માટે કેવું સારૂં થતે.

(સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું ૨૪)

(૧૭) અને આપણે પ્રથમ જોઇ ગયા કે જ્યારે હઝરત ઇસા પોતાના ચેલાઓ સાથે બહાર બંદગી કરવા ગયા ત્યાર પછી તેમાંથી તે સટકી ગયો અને યાહુદીઓને ખબર આપી, અને એક મોટા ટોળાને પોતાની સાથે લઇ આવ્યો જે બાઇબલના નીચે લખેલા લેખથી જણાશે:—

"તેટલામાં જુદાસ જે ચેલાઓમાંનો એક હતો તે તલવાર તથા કટારીઓ સાથના (યાહુદીઓના) ધર્મ ગુરૂઓ તથા વડવાઓ તરફથી એક મોટા ટોળાને સાથે લાવ્યો (૪૭) હવે તે પકડાવનારે તેઓને એક નિશાની આપી જણાવ્યું કે જેને હું ચુમી આપું તેજ તે માણસ છે માટે તેને મજબુત પકડજો (૪૮)

(સેન્ટ મેથ્યુ પ્રકરણ છવીસમું આયત ૪૭–૪૮.)

આવી રીતે આ નિમકહરામ, નીચ અને પાપી ચેલાએ પોતાના ગુરૂને માત્ર ત્રીસ ચાંદીના સીક્કા માટે નીચ લાલચને વંશ થઇ,

તેમના લોહીના તરસ્યા વિકાળ અને જુલ્મી યાહુદીઓના પંજામાં ફસાવી આપ્યા, અને તે ક્રુર અને ઝાલીમ યાહુદીઓની કોમે હઝરત ઇસા (અલ૦) ને જે ક્રુરતાથી અન્યાય આપી તેમનો ફેસલો કીધો તેથી યાહુદીઓના નામ ઉપર હંમેશાં માટે કલંક લાગ્યું છે.

(૧૮) અને જ્યારે હઝરત ઇસાને બાઇબલના કહેવા પ્રમાણે ફાંસી (સલેબ–ક્રોસ) ઉપર ચઢાવ્યા અને તેમને દફનાવવા (દાટવા) માં આવ્યા ત્યાર પછીની તેમના ચેલાઓની વિગત જુઓ!—

"અને તેઓ (ચેલાઓ) જલદી બહાર ગયા, અને કબર આગળથી નાશી ગયા, કારણ કે તેઓ ધ્રુજ્યા અને તાજુબ પામ્યા. તેઓએ કાંઇપણ કોઈપણ માણસને એક શબ્દ કહ્યું નહિ કારણ કે તેઓ ડરી ગયા હતા. (૮)"

(સેન્ટ માર્ક પ્રકરણ સોળમું આયત ૮)

વાહરે તમારી બહાદુરી અને હિમ્મત! કેવા અવિશ્વાસી લોકો કે ગુરૂને કબરમાંથી નિકળતો જોઇ વિશ્વાસ ન લાવતાં ડરી જઈને નાસી ગયા. બરાબર છે નાસી જવુંજ જોઇએ કારણ કે તેઓ પોતાના ગુરૂને શું મ્હોંઢું બતાવે? તેઓએ એક કલાક પહેરો તથા બંદગી કરવાને બદલે ઉંઘ લીધી દુષ્મનોએ ગુરૂને પકડયા તો નાસી ગયા તો હવે જ્યારે ગુરૂ કબરમાંથી નિકળે તો શું મ્હોં બતાવે. તેઓ તો સમજ્યા કે ચાલો પત્યું! કહે કોણ પૂછનાર છે! પણ આતો કબરમાંથી પણ નીકળ્યા. બાપારે ભોગ મળ્યા, એમ સમજી તેઓ નાસી ગયા વાહરે ચેલાઓ વાહ!

(૧૯) ગુરૂ પણ ખરા ગુરૂ તેઓએ પણ તેમની પુંઠ છોડી નહિ તે નીચે લખેલા બાઈબલના લેખથી જણાય છે!—

"પછી તે (ઇસા) અગીઆર ચેલાઓને જ્યારે તેઓ સાથે બેઠા હતા ત્યારે તે (ઇસા) દેખાયા અને તેઓને તેમની બેઈમાની તથા સખ્ત દીલ માટે ઠપકો આપ્યો, કારણ કે તેઓ કે જેઓએ તેને (ઈસાને) કબરમાંથી પાછા ઉઠતા જોયા હતા તેઓને માનતા નહોતા."

(સેન્ટ માર્ક પ્રકરણ સોળમું આયત ૧૪)

પ્રિય વાંચકો ઉપર લખેલા બાઇબલના સર્વે દાખલાઓ તમો વાંચી ગયા અને સમજી ચુકયા કે હઝરત ઇસાના હવારીઓ (ચેલાઓ) કેવી પ્રકારના માણસો હતા, તમો પોતેજ તે વિષે ઈનસાફ કરજો; હવે મારે તે વિષે વધારે કહેવાની જરૂર નથી. દાખલાઓ ઉપર લખ્યા છે અને બાઇબલ (ઇનજીલ) ના કયા પ્રકરણમાં છે તેપણ સેવકે બતાવી આપ્યું છે તમો પોતેજ જરા તસ્દી લઇ ઈનસાફ આપશોજી.

## "હઝરત મોહમ્મદ સલ્અમના સહાબીઓ."

આપણે વાંચી ગયા કે હઝરત ઇસા (જીસસ ક્રાઈસ્ટ Jesus Christ) ના ચેલાઓ ઓછી બુદ્ધિવાળા અવિશ્વાસી ઉતરતી પંક્તીના, બેવફા તથા અજ્ઞાની હતા અને તે સર્વે આપણે બાઇબલમાં આપેલા દાખલાઓ વાંચી જોયા, તેથી કોઇ એક કહી નહિ શકે કે તે મન ઘડત કહાણીઓ છે. વળી થોડાક ખ્રિસ્તિ વિદ્વાનોના અભિપ્રાય પણ જણાવ્યા છે. ખુદ બાઇબલ બા પોકાર તેઓની ચાલ ચલણની કહાણીઓ સંભાળે છે તો આપણને વધારે વિદ્વાનોના અભિપ્રાયોની જરૂરત નથી. જો કોઈ ગૃહસ્થને વધારે જાણવું હોય તો સેવક વધારે દાખલાઓ આપવા તૈયાર છે.

(૨૦) હવે આપણે હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમના સાથીઓને જોઇએ કે તેઓ કેવા હતા. હઝરત મોહમ્મદ સલ્અમના સાથીઓને મુસલમાનો અસહાબ કહે છે. અસહાબ તે સહાબીનું બહુવચન છે. હઝરત ઇસા (અલ૦) ના ચેલાઓ માછી માર ઉતરતી પંક્તીના, તથા અજ્ઞાની લોકો હતા, ત્યારે હઝરત મોહમ્મદ પેગમ્બરના ચાર અસહાબ જેઓ મશહુર છે તેઓ અરબમાં ગણાતી શ્રેષ્ટ કોમ કુરેશના કુટુંબના હતા અને હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમ પણ કુરેશી ખાનદાનના હતા. તે ચાર ગૃહસ્થો હઝરત અબુબકર, હઝરત ઉમર, હઝરત ઉસમાન અને હઝરત અલી (રદીવાનુલ્લાહે તઆલા અલૈહીમ અજમઇન) હતા.

(૨૧) હઝરત અબુબકર (રદી૦) બહુ મોટી વયના તેમજ શ્રિમંત હતા અને હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમ ઉપર બુઢ્ઢાઓમાં સૌથી પહેલાં ઈમાન લાવનાર તેઓ હતા. તેઓને હઝરત રસુલે અકરમ (સલ૦) ઉપર બહુજ પ્રેમ હતું. અને પોતે મુસલમાન થયા પછી પોતાની તમામ દોલત મુસલમાનોના ભલા માટે તથા ગુલામોને તેમના ઝાલીમ શેઠથી આઝદ કરવા માટે તથા મુસલમાનોની વિપત્તિઓ દુર કરવામાં ખર્ચ કરતા હતા. તેઓ હંમેશાં પેગમ્બર સલ્અમના સંગતમાં રહેતા અને તેઓ પણ કુરેશી ખાનદાનના હતા.

(૨૨) હઝરત ઉમર (રદી૦) પણ કુરેશી ખાનદાનના હતા. જ્યારે તેઓ મુસલમાન નહોતા થયા ત્યારે મક્કામાં એક સમય મુર્તિપૂજકોની સભા મળી અને તેમાં જણાવવામાં આવ્યું કે કોણ છે કે મોહમ્મદ (સલ૦) ને કાપી તેનું માથું લઇ આવે ? ત્યારે હઝરત ઉમર તે કામ પાર પાડવા કમર બાંધી તઈયાર થયા પરંતુ

રસ્તામાં જતા હતા તેટલામાં અઝીજ નામના ગૃહસ્થ મળ્યા અને હઝરત ઉમરને પૂછ્યું કે ક્યાં ચાલ્યા? તો કહ્યું મોહંમદ (સલ૦) ને કતલ કરવા, તો અઝીજે કહ્યું કે તમારા ખાનદાનના લોકોને સજા શા માટે નથી કરતા કે જેઓએ તમને ખબર આપ્યા વિના પોતાના બાપદાદાના ધર્મને છોડી દીધો? ત્યારે હઝરત ઉમરે કહ્યું કે મારા કુટુંબમાં કોણ છે? અઝીજે કહ્યું તમારો બનેવી સઇદ અને તમારી બેન ફાતમા.

બસ આ સાંભળી પોતે પોતાની બેનના ઘરનો રસ્તો પકડયો. ફાતમા પોતાના ઘરમાં પોતાના ધણી સઇદ તથા ખુબાબ ઈબનુલ અરસ પાસે જેઓ સહાબી હતઃ તેમની પાસેથી ઇસ્લામનું શિક્ષણ મેળવી રહ્યા હતા તથા કુરઆને શરીફ, પઢી રહ્યા હતા. તેટલામાં હઝરત ઉમર તેમના દરવાજા ઉપર આવી પહોંચ્યા અન તેમણે કુરાને શરીફ પઢવાનો અવાજ સાંભળ્યો, જ્યારે દરવાજો ઉઘાડયો અને દાખલ થયા તો પૂછ્યું કે શાનો અવાજ આવતો હતો? તેઓ સર્વે બ્હી ગયા. ફરી પુછ્યું પણ કોઇની હિંમત થઇ નહિ કે જવાબ આપે ત્યારે હઝરત ઉમરે તેમના બનેવી ઉપર હુમલો કરી કહ્યું કે મેં સાંભળ્યું કે તમોએ ઈસ્લામ કબુલ કીધો છે? ત્યારે તેમની બેન વચમાં પડીને કહ્યું કે હા, અમો મુસલમાન થયા છીએ, તમને જોઇએ તો અમોને મારી નાંખો પરંતુ ઇસ્લામ કદી છોડીશું નહિ જ્યારે હઝરત ઉમરે જોયું કે તેમની બેનનો ચ્હેરો ફીકો પડી ગયો તો પોતે શાંત પડયા. અને કહ્યું કે તે કાગળ આપ શું છે. ફાતમાએ વિચાર કરી આપ્યો, જેમાં કુરઆને શરીફની વીસમી સુરા (વીસમું પ્રકરણ) સુરે તાહા લખેલી હતી જ્યારે હઝરત ઉમરે તે સુરા પઢી તો જોરથી બોલી ઉઠયા કેવું સરસ કલામ છે! જેમ જેમ તેઓ

આગળ પઢતા ગયા તેમ તેમ તેમને વધારે રહસ્ય મળ્યું અને ઈસ્લામ તરફ દીલ દોડતું ચાલ્યું. આખરે બોલી ઉડયા કે મને મોહમંદ (સલ૦) ની પાસે લઈ ચાલો કે હું પણ ઇસ્લામ કબુલ કરૂં, અને તેઓએ પેગંબર સાહેબ પાસે જઇ ઇસ્લામ કબુલ કીધું.

શું ચમત્કાર! જે કતલ કરવાના નિશ્ચયથી આવે અને જે જાહેર દુશ્મન હોય તે એક પળમાં દોસ્ત બની જાય? તે ખરેખર કુરઆને શરીફનો ચમત્કાર છે. કયાં છે તેઓ કે જેઓ ઇસ્લામ ઉપર તોહમત મુકે છે કે ઇસ્લામ તલવારથી ફેલાયું, બલકે પોતે હઝરત ઉમર તલવાર લઈ હઝરત મોહંમદનું ખુન કરવા આવ્યા હતા અને ઈસ્લામના મહાન ચમત્કારરૂપી કુરઆને શરીફના વચનો જોઇ તરતજ તલવારને પડતી મુકી દુશ્મનની જાન લેવાને બદલે તેના મિત્ર બની પોતાની જાન તેના માટે આપવા તઈયાર થયા.

હઝરત ઉમર (રદી૦) ઈસ્લામમાં દાખલ થવા બાદ પોતે ઇસ્લામ માટે બહુજ જાનફેશાની કરવા લાગ્યા. અને જેઓ દુશ્મનો હતા તેઓ હવે હઝરત ઉમરથી ડરવા લાગ્યા હઝરત ઉમરના ઇસલામમાં દાખલ થવાથી મુસલમાનોને બહુજ મદદ મળી તથા તેઓમાં પણ એક પ્રકારની શક્તિ આવી. કારણ કે હઝરત ઉમર એક મશહુર, બહાદુર, ખાનદાની, ન્યાઇ પુરૂષ હતા અને શહેરમાં તેમની બહુ સારી ઈજ્જત હતી. તેઓ હંમેશાં હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ (સલ૦) ની સંગતમાં રહેતા. મદીનામાં હીજરત કરી ગયા પછી દુશ્મનો જયારે મદીના ઉપર ચઢી આવતા ત્યારે ઇસલામના રક્ષણ માટે તેઓ હંમેશા તત્પર રહેતા અને પોતાના જાનની પરવા નહી કરતા, એમ ઘણી વખતે પોતે ઇસ્લામનું રક્ષણ કીધું છે તે ફક્ત ઇસલામનો ઇતિહાસ વાંચવાથી જણાઇ આવશે. અને

કેવી રીતે હજરત મોહમ્મદ પેગમ્બર સલ્અમનું રક્ષણ કર્યું છે તેના ઘણા દાખલાઓ મળી આવશે.

(૨૩) હઝરત ઉસમાન બીન અફ્ફાન (રદી૦) પણ કુરેશ ખાનદાનમાં હતા અને જયારે તેઓએ ઇસ્લામ કબુલ કીધું ત્યારે તેમના કાકા તેમની ઉપર અતિશય જુલ્મ કરવા લાગ્યા. તેમના કાકા અનેક પ્રકારના તેઓ ઉપર જુલ્મ કરતા પરંતુ તેઓ તે સઘળું મુંગે મહોડે સહન કરતા. જયારે તેમના કાકાએ પ્રથમ સાંભળ્યું કે હઝરત ઉસમાન મુસલમાન થયા ત્યારે તેમને પકડીને ખુબ માર માર્યો અને અર્ધ મુઓ કર્યા બાદ કહ્યું કે "શું તું આ નવા ધર્મમાં દાખલ થયો, અને તારા બાપદાદાના ધર્મને કલંક લગાડયો? હું કસમ ખાઇને કહું છું કે જયાં સુધી તું આ ધર્મ છોડી નહિ દઇશ તો હું તને શિક્ષાથી પણ મુક્ત કરીશ નહિ." આવી રીતની વેદના, દુઃખ, જુલ્મ, સીતમ ભુખમરો ઉઠાવી ધીરજ રાખી. કહેવત છે કે, "ધીરજના ફળ મીઠા હોય છે." અને તેમજ થયું. આખરે તેમના કાકાએ જોયું કે જુલ્મ સીતમ કરવાથી તો તે વધારે પોતાના વિચારમાં દ્રઢ થતા જાય છે, અને તે કાંઇ માનવાના નથી તો તેમને છોડી દીધા.

હઝરત ઉસમાન બહુ માલદાર અને શહેરમાં મશહુર અને સારી આબરૂ ધરાવનાર પુરૂષ હતા. તેઓ ઇસ્લામ માટે પોતાની દોલતનો બહુજ છુટથી વપરાશ કરતા અને મુસલમાનોને સુખી કરવાના હંમેશાં વિચારમાં રહેતા. તેમને ઇસ્લામના રક્ષણ માટે તથા ગરીબ મુસલમાનોના માટે તથા ગુલામોને આઝાદ કરવામાં પોતાની દોલતનો વપરાશ કીધો. તેઓ બહુજ નરમ દીલના હતા અને બહુજ ભોલા હતા. તેઓ હંમેશા હઝરત મોહમદ મુસ્તફા

સલ્અમની સંગતમાં રહેતા અને પોતાની જાનથી વધારે ચાહતા હતા. હઝરત ઉસમાન પેગમ્બર સાહેબના જમાઇ થતા હતા, એકના ગુજરી જવા બાદ બીજી એમ તેમને બે દીકરીઓ પેગમ્બર સાહેબે આપી હતી.

(૨૪) હઝરત અલી બીન અબુ તાલીબ (રદી૦) હઝરત મોહમદ મુસ્તફા સલ્અમના પિત્રાઈ ભાઈ હતા. તેઓ નાની વયમાંથી રસુલે અકરમ (સલ૦) સાથે હતા અને નાની વયમાં સૌથી પ્રથમ ઈમાન લાવનાર હઝરત અલી (રદી૦) છે. તેઓ નાનપણુથીજ પેગમ્બર સાહેબની સંગતમાં રહી બહુજ ઉતમ પ્રકારનું શિક્ષણુ પામ્યા હતા અને તેઓ ઇસ્લામમાં એક મોટા વિદ્વાન થયા છે. હઝરત અલી (રદી૦) પણુ હઝરત મોહમ્મદ સલ્અમના જમાઈ હતા. તેઓએ પેગમ્બરે ખુદા (સલ૦) ઉપર બહુજ જાન ફેશાની કરી અનેક વિપત્તિ તથા સંકટમાં બીજા અસહાબોની પેઠે સાથે રહ્યા છે. અને ઈસ્લામના રક્ષણાર્થે ઇસ્લામના દુશ્મનોની સાથે પોતાની જાનની પણુ પરવા કર્યા વગર પોતે લડી હંમેશાં જય મેળવ્યો છે. તેઓ પોતાના જ્ઞાન, સહનશીલતા, પ્રાક્રમ, વફાદારી તથા પેગમ્બર સાહેબના પ્રેમ માટે ઇસ્લામના ઇતિહાસમાં મશહુર છે.

## હવારીઓ અને અસહાબીઓના કાર્યો.

આપણે હવારીઓને જોઇ ગયા કે તેઓ કેવા હતા અને તેઓ હઝરત ઇસા (અલ૦) ની સાથે કેવી વફાદારી કીધી? તથા ચાલચલણુમાં કેવા હતા?

અત્રે આપણે હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમના અસહાબીઓને જોઈ આવ્યા કે તેઓ ઉંચ ખાનદાની પુરૂષો હતા તેમજ

રાની વફાદાર અને ઇસ્લામ અને તેના સ્થાપક ઉપર પોતાની જાન કુરબાન કેવી રીતે કરનારા હતા તેના વધુ દાખલાઓ જોઈએ આ પણે ટુંકમાં તેઓનું જીવનચરિત્ર વાંચ્યું પણ તેમના અન્ય દાખલાઓનું વર્ણન જો અત્રે લખવા બેસું તો મોટા મોટા પુસ્તકો જેવા સંખ્યાબંધ પોથા લખું તો પણ પુરા નહિ થાય.

(૨૫) મક્કામાં હઝરત મોહંમદ પેગંબર સલ્અમ પેગંબરીના જમાના પછી ૧૩ વર્ષ રહ્યા, અને વાઅઝ (ભાષણ) તથા શિખામણથી જેઓ તેમની પાસે આવતા તેઓને અથવા કાબામાં (ઇસ્લામ પહેલા પણ મક્કા જાત્રાનું મથક આખા અરબસ્તાનમાં ગણાતું હતું) હજના વખતમાં વાઅઝો નસીહતથી ઈસ્લામનો પ્રસાર કરતા હતા, પરંતુ તેમના દુશમનોએ જોયું કે દિવસે દિવસે મુસલમાનોની સંખ્યા વધતી ચાલી તો તેઓ મુસલમાનોના ઉપર જુલ્મ કરવા લાગ્યા તેમજ હઝરત મોહંમદ સલ્અમ ઉપર પણ અનેક પ્રકારના જુલ્મ તથા સીતમ કરવા લાગ્યા. જ્યારે તેઓ રસ્તામાંથી પસાર થતા ત્યારે દુશમનો તેમની ઉપર ગંદુ પાણી નાંખતા, ગાળો આપતા તથા પત્થરા મારતા અને કોઇ કોઇ વખતે કચરો તેમના ઉપર નાંખતા, તેમના જવાના માર્ગમાં કાંટા પાથરતા અને એવી રીતના અનેક પ્રકારના દુઃખ આપતા. પરંતુ પોતે તે સર્વે સહન કરતા અને સર્વે અસહાબીઓને તથા મુસલમાનોને પણ તે વિષે શિક્ષણ આપતા. મુસલમાનો જેઓ મૂર્તિપુજકો, ખ્રિસ્તીઓ તથા યાહુદીઓની નોકરીમાં હતા તેમની ઉપર એવા સખ્ત જુલ્મો થતાં કે જે વર્ણન કરવાની મારી શક્તિ નથી. એવા સેંકડો દાખલાઓ છે જેનાથી ઇતિહાસો ભરપુર છે. અરબસ્તાનમાં રેતીના રણો છે તે તો આપે વાંચ્યું અથવા સાંભળ્યું હશે. તે રેતી ઉપર

બપોરના મધ્યાન્હ વખતે કે જ્યારે રેતી અતિષય ગરમ થતી તેના ઉપર તે ગરીબ મુસલમાનોને સુવાનો હુકમ કરતા અને ચામડાના ચાબુકનો તે નિર્દય દીલના જાનવરો તે નિરપરાધી મુસલમાનોને માર મારતા અને એવો માર મારતા કે ચામડાં છોલાઈ જતાં. લોહી તેમાંથી વહેતું, પરંતુ જાનથી વધારે પ્યારા ઈસ્લામનો ત્યાગ કરવા ના કહેતા તેઓ પાસે સખ્ત કામ લેતા ખાવાનું ઓછું આપતા, તેમજ દરેક વાતમાં બહુજ જુલ્મ કરતા પરંતુ તેઓ ઈસ્લામ ઉપર વધારે દ્રઢ થતા હતા. એવા બહુ મુસલમાનો ઉપર જુલ્મો રીતમ થયાં તેઓનાં અહીં દ્રષ્ટાંત લખવા બેસું તો બહુ થઈ જાય તેથી ફક્ત તેમાંના થોડાકના નામો અહીં આપું છું કે જેઓ ઉપર થએલાં જુલ્મો બેહદ છે તેમનું વર્ણન કરતાં છાતી ફાટી જાય છે. તેઓના નામો નીચે પ્રમાણે છે. (૧) હઝરત બીલાલ (રદી૦) (૨) હજરત ઉમ્મા બીન યાસેર (રદી૦) (૩) હઝરત ખુબાબ (રદી૦) (૪) હઝરત સુહેબ રૂમી (રદી૦) (૫) હઝરત આમેર બીન કહીરા (રદી૦) (૬) હઝરત અબુ ફકીહા (રદી૦) વગેરે આમાંના કેટલાક અસહાબો પણ હતા. હઝરત મોહંમદ મુસ્તફા સલ્અમને ચાર અસહાબો શિવાય બીજા ઘણા અસહાબો હતા પણ સર્વમાં મોટા ફક્ત ચારજ હતા. આવી તકલીફો, જુલ્મ, સંકટ, ભૂખમરો, દુઃખ તથા એવી એવી વેદના વેઠતા ત્યારે હઝરત ઈસાના હવારીઓ તો જ્યારે હઝરત ઈસાને પકડવા યાહુદીઓના ટોળાં આવી પહોંચ્યા ત્યારે નાસી ગયા.

(૨૬) જ્યારે હઝરત મુસા ( Moses ) (અલ૦) એ પોતાના અનુયાયીઓને શત્રુઓ સામે પોતાના રક્ષણાર્થે લડવા કહ્યું તો તેઓએ જવાબ આપ્યો કે, "જાઓ તમે અને તમારો ખુદા બન્ને

લડો અમો લડવાના નથી." અફસોસ પોતાના પેગમ્બરના ફરમાનનો કેવો અનાદર? તે લડાઇ પણ કઇ લડાઇ હતી? ફક્ત શત્રુઓના હુમલાથી બચવાની તેમજ પોતાના રક્ષણની હતી...............

(૨૭) મક્કામાં મુસલમાનો ઉપર અતિશય જુલ્મ થતું જોઇ, હઝરત મોહમ્મદ પેગંમ્બર સલ્અમે મુસલમાનોને હબશ (આફ્રીકા) માં જવાનો હુકમ કર્યો, ઘણા મુસલમાનો ચાલ્યા ગયા. હવે દુશમનોએ હઝરત મોહમ્મદ સલ્અમનો ખુન કરવાનો વિચાર કર્યો અને તે વિષે હઝરત મોહમ્મદ મુસ્તફા સલ્અમને ઈલ્હામથી ખબર થઈ; જેવી રીતે હઝરત ઇસા (અલ૦) ને પણ ખબર થઇ હતી.

"પણ જયારે ઈસસને ખબર પડી, ત્યારે તે ત્યાંથી પાછા ગયા અને તેમની પાછળ માણસોનું મોટું ટોળું ગયું."

(સેન્ટ મેથ્યુ પ્રકરણ ૧૨ આયત ૧૫).

(૨૮) જેવી રીતે હઝરત ઇસાને ખબર પડી તેવી ઇલ્હામી રીતે હઝરત મોહમ્મદ સલ્અમને ખબર પડી અને જેવી રીતે માણસોના મોટા ટોળાં વચ્ચેથી હઝરત ઈસા (અલ૦) તેઓને ખબર પડયા વિના ચમત્કારિક રીતે પસાર થયા, તેવીજ રીતે હઝરત મોહમ્મદ સલ્અમ પણ દુશમનોના ટોળામાંથી નિકળી ગયા.

"અને અમે તેઓની આગળ આડ મૂકી છે, તેમજ એઓની પાછળ આડ મુકી છે, પછી અમે તેઓની આંખોને ઢાંકી દીધી છે તેથી તેઓ જોઇ શકતા નથી." (૨૮) (જુઓ કુરાને શરીફ-સુરે-યાસીન-આયત ૮).

(૨૯) જયારે દુશ્મનોએ રસુલે અકરમ (સલ૦) ના ખુનનો વિચાર કર્યો અને તે વિષે ખુદાએ ઇલ્હામથી ખબર આપી જેવી રીતે આપણે ઉપર હઝરત ઈસાની બાબતમાં જોઇ ગયા, ત્યારે હઝરત મોહમ્મદ સલ્અમે પોતાની સાથે હઝરત અબુબકર (રદી૦)

ને લીધાં અને દુશ્મનો કે જેઓ તેમના ઘરની ચારો તરફ પહેરા ભરતા હતા તેમાંથી ચમત્કારિક રીતે નિકળી ગયા. જે વિષે ઉપર કુરઆને શરીફમાં જણાવ્યું છે. અને અમો તેઓની આગળ આડ મુકી છે, એટલે કે કુદરતી રીતે કાંઇ વચ્ચે એવું આડ જેવું થઇ ગયું કે આગળ કે પાછળના માણસો જોઇ શકયાજ નહિ, અને દુશમનોમાંથી સહી સલામત નિકળી ગયા. ઘરમાંથી નિકળતી વખતે હઝરત મોહમદ સલ્અમે હઝરત અલી (રદી૦) ને કહ્યું કે "તમો આજે રાત્રે મારી સુવાની જગ્યાએ સુઇ જાઓ અને આસ્થાપૂર્વક માનજો કે ખુદાની મહેરબાનીથી તમારો કોઈ વાળ પણ વાંકો કરશે નહિ તમો મારી લીલા રંગની ચાદર ઓઢીને ત્યાં સુઇ જાઓ કે દુશ્મનોને કાંઈપણ પ્રકારનો વહેમ પડે નહિ."

અત્રે મી૦ ગોડફ્રે ગીગન જેઓ એક મોટા ઇતિહાસ કર્તા છે તેઓ પોતાના ગ્રંથમાં લખે છે કે, "જો કે દુશ્મનો દરવાજા ઉપર પહેરા ભરતા હતા, પરંતુ લોકો હઝરત અલીને હઝરત મોહમ્મદ સલ્અમ સમજયા કારણ કે તેઓ ત્યાં બીછાના ઉપર ચાદર ઓઢી સુતા હતા."

શાબાશ પોતાની જાનની પરવા કર્યા વિના હઝરત અલી (રદી૦) પોતાનાં આકા (ગુરૂ) ના બીછાના ઉપર કાંઇપણ બ્હીક કે ડર રાખ્યા વિના સુતા. અફસોસ કે પીટર કે જે હઝરત ઈસાનો સૌથી મોટો હવારી હતો અને હઝરત ઇસા પાસે છેલ્લી પકડાઈ જવાની રાત્રે બહુજ ડફાંસ મારતો હતો કે, "સર્વે ઠોકર ખાશે પણ હું ઠોકર નહિ ખાઉં." (જુઓ ઉપર આપેલા નવમા દાખલામાં) અને જ્યારે દુશ્મનોએ હઝરત ઇસાને પકડયા તો પોતે તેમજ બીજા સર્વે હવારીઓ નાસી ગયા. ( જુઓ ૧૩ મો દાખલો )

અહીં હઝરત અલીની હિંમત, વફાદારી, ઇમાનદારી, ગુરૂ પ્રત્યે પ્રેમ ઉપર આફ્રીન છે કે તેઓ એકલાનો એકજ ફક્ત દાખલો જુઓ તો હવારીઓમાં તેમના જેવો એક પણ નહિ નીકળે. કેમ ખ્રિસ્તી પાદરીઓ આંખ ઉઘડી કે? એવો એક પણ દાખલો બાયબલમાં બતાડશો કે? પછી મધ્ય રાત્રીએ શત્રુઓએ ઘર ઉપર હુમલો કીધો, અને ઘરમાં દાખલ થયા અને જોયું કે શિકાર સુતો છે તો ખરો "સુતા છે તો બસ! એટલામાં તેઓમાંના એકે મોઢા ઉપરથી ચાદર હટાવી જોયું તો હઝરત મોહમ્મદ મુસ્તફા સલ્અમને બદલે તેમના પિત્રાઇ ભાઈ તથા સહાબી હઝરત અલી (રદી૦) ને જોયા. તેઓ નિષ્ફળ નિવડયા, તેથી બહુજ ક્રોધમાં આવી ગયા અને ત્યાં પગલાં જોયાં અને તે પગલાંના આધારે તેઓ જબલ સુર સુધી ગયા કે જે પહાડની એક ગાર (ખાહી)માં હઝરત મોહમ્મદ પેગંબર સાહેબ પોતાના સહાબી હઝરત અબુબકર (રદી૦)ની સાથે સંતાયા હતા.

પ્રિય વાંચકો આ વિચાર કરવાનો સ્થળ છે કે હઝરત અલીએ પોતાના જાનની પણ પરવા નહી કરી, જો દુશ્મનોએ ચાદર ખસેડી જોયું ન હોત તો તમો વિચાર કરો કે શું હાલત થતે? ગુરૂ ભકિત તે આનું નામ કહેવાય. મ્હોડે પીટર જેમ કહેવું કે સર્વ ઠોકરો ખાય પરતું હું તો નહિ ખાઉં એ કહેવું જેટલું સહેલ હતું તેટલું તે કરી બજાવવું અતિષય કઠણ હતું. માણુસ તે કે જે બોલે તે કરી બજાવે.

હઝરત અલી (રદી૦) એ આ બાબત તથા આ હેવાલને એક કવિતામાં વર્ણવ્યું છે, જે અરબીમાંથી ઉર્દુમાં તેનો તરજુમો કવિતામાં નીચે પ્રમાણે છે અરબી નઝમ "નાસેખુત તવારીખમાં" મોજુદ છે.

## નઝમ.

બનાકર ઢાલ મયને અપની જાંકો.
બચાયા બાદશાહે ઈનસો જાંકો.
ખુદાને ફઝલસે અપને બચાયા,
હુવા જબ ખોફે શર ઉસ જાનેજાંકો.
ગુઝારા રાત કો હીફઝે ખુદામેં,
ન દુશ્મન પા સકે ઉસકે નિશાંકો.
નીકલ કર ગારસે ફીર તીન દીન બાદ,
પુકારા ઉસને અપને સારબાંકો.
કુવે નાકે સુએ યસરબ રવાના,
ખુચલતે કંકર ઔર રેગે રવાંકો.
મંય સોયા શબકો બીસતર પર નબીકે,
ફીદા ઉન પરસે કરકે અપની જાંકો.
યેહ થા દીલમે કે જાં જાએ કે જાએ,
બચાલું પર રસુલે ઈનસો જાંકો.
ન થા ગમ મુજકો અપને કત્લહી કા,
સમજતા થા ન કુચ્છ કૈદે ગીરાં કો.
વલેકીન ફીક્ર થા મુજકો તો યેહ થા,
કહીં સદમા ન પહોંચે ઉનકી જાંકો.
બજુજ તાઇદે હક્ક ઇસ જીદો કદસે,
ન થા મકસુદ કુચ્છ મુજ નાતવાંકો.
ઔર આગે કો ભી કસદ અપના યહી હય,
કે કર દું સરફ ઉસીમેં અપની જાંકો.

આફ્રીન! આ હઝરત અલીના પોતાના વિચારો જે પોતે એક અરબી નઝમ (કવીતા)માં લખ્યા છે, તેનો તરજુમો ઉર્દુ નઝમ (કવિતા)માં ઉપર પ્રમાણે છે. શું તેમના વિચારો અને કેવી તેમની સરસ લાગણી હતી, પરંતુ અફસોસ જયારે આપણે બાઈબલને પહેલેથી છેલ્લે સુધી ઉઠલાવી ગયા પરંતુ એકે હવારીને આ પ્રમાણે, અરે એ પ્રમાણે તો શું! પરંતુ તેના રજ બરાબર પણ નહિ જોયા.

(૩૦) હવે આપણે જબલ સુરની ગાર (ખાહી)માં જોઇએ કે જ્યાં હઝરત મોહમ્મદ સલ્અમ હઝરત અબુબકકર (રદી૦)ની સાથે ત્રણ દિવસ તથા ત્રણ રાત્રી સુધી સંતાઇ રહ્યા હતા. તેઓ અહિં અંદર આવી પહોંચ્યા કે પછી દુશ્મનો પણ તેમની શોધમાં તેમના પગલાનાં આધારે સવારમાં આવી પહોંચ્યા. અહા! પરંતુ ખુદાએ તેઓનો ચમત્કારિક રીતે બચાવ કર્યો. જો કે તેઓ બરાબર ત્યાં આવી પહોચ્યાં, પગલાં પણ બરોબર જોયાં, પરંતુ કહેવત છે કે "ખુદા જેને રાખે તેને કોણ ચાખે!" તેજ પ્રમાણે છતી આંખે આંધળાં થયાં અને કાંઇ સમજ પડી નહિ. કારણ કે તે ગારના મ્હોં આગળ એક કરોળીઆએ તરતજ પોતાની જાલી બાંધી અને એક કબુતરે ત્યાં ઇંડું મૂકયું અને માળો રાખ્યો, દુશ્મનોએ જોયું અને વિચાર્યું કે જો તેઓ અંદર જાય તો કરોળીયાની જાલી કેમ કરીને રહે તથા કબુતરનો માળો તથા ઇંડું પણ કેમ રહી શકે? તેઓએ વિચાર કર્યો કે તેઓ અહિં નથી, પરંતુ બીજે ઠેકાણે ગયા હશે. તેઓએ બહુજ શોધ કરી આખરે તેઓ નિષ્ફળ નિવડયા અને મકકે પાછા ગયા.

પ્રિય વાંચક, આપણે જબલસુરની બહાર સુધી બધું જોયું પરંતુ તેની અંદર શું થતું હતુ તે તો જોયું નહિ માટે ચાલો હવે અંદર જોઇએ કે ત્યાં શું થઇ રહ્યું છે.

તેઓ અંદર દાખલ થયા પછી ત્રણ દિવસ સુધી અંદર રહ્યા, અને ખુદાની બંદગીમાં ગુજારયા. ત્યાં એક મોટો અજગર હઝરત અબુબકરની નજરે પડયો, જે વખતે હઝરત મોહમ્મદ સલ્અમ સુતા હતા, હઝરત અબુબકર (રદી૦) એ જયાં તે અજગર નજરે પડયો તે બાકોરામાં (દરમાં) પોતાનો પગ મુકયો કે તે અંદર આવી પોતાના આકા (ગુરૂ) ને ડંખ મારે નહિ તે અજગર હઝરત અબુબકરના પગે ખુબ ડસ્યો, પરંતુ આફ્રીન, સદ આફ્રીન તેમના ધૈર્ય અને હિમ્મત ઉપર કે પોતે ધીરજ રાખી અજગર ડસ્યો તેની પરવા નહિ કરતાં બીજો પગ ત્યાં મુકયો. આખરે અજગર તે બાકોરા આગળથી નિકળી બીજા બાકોરા આગળ આવ્યો પરંતુ ત્યાંથી પણ અટકાવ્યો. અને તે પણ ક્રોધમાં આવી બહુજ ડસ્યો. હઝરત અબુબકરની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યા વેદના બહુજ થવા લાગી અને વિચાર કીધો કે જાન જાય તો જાય પણ તેને અંદર નહિ આવવા દઉં કે જેથી મારા સરદારે જહાન હઝરત મોહમ્મદ મુસ્તફા સલ્અમને ડસે નહિ. તે આંસુના ટપકા હઝરત મોહમ્મદ સલ્અમ ઉપર પડયા, અને તેઓએ આંખ ઉઘાડી જોયું તો હઝરત અબુબકરનું મ્હોડું લીલુછમ થઇ ગયું હતું અને બહુજ આંસુ ટપકતાં હતા, તથા બેહોશ થયા હતા તેઓએ તેમને પૂછયું અને જણાયું કે એક મોટો અજગર ત્યાં હતો, અને તેમની આ જાન ફેશાની ધીરજ, હિમ્મત તથા વફાદારી ઉપર આફ્રીન

ફરી ખુદા આમળ દોઆ કરી તેમને સારૂં થઇ ગયું અને અજગર પણ ગેબ થઇ ગયો ! પ્રિય વાંચક આ શું હતું !

આ પણ એક પ્રકારની હઝરત અબુબકરની ખુદા તરફથી તેમની વફાદારી, પ્રેમ, ઇમાનદારી ઇત્યાદીની પરિક્ષા હતી. ખુદાએ તેમને પણ અજમાવી જોયા કે શું હઝરત ઈસાના હવારી જેવા તો નથી ? પણ નહિ, તેઓમાં અને હઝરત અબુબકર (રદી૦)માં બહુજ ફર્ક હતો. તેમને હજરત મોહમ્મદ સલ્અમે સીદ્દીક (સાચ્ચો) નો માનવંતા ખેતાબ આપ્યો અને ખરેખર તેઓ તેને લાયક હતા.

(૩૧) હજરત અલી (રદી૦) ત્રણ દિવસ સુધી બરાબર દુશ્મનોની વચ્ચે રહ્યા, તેમને દુશ્મનો સાથે કોઈ પણ પ્રકારની મારામારી નહિ કરવાનો સખ્ત હુકમ હતો, આવા જાનના કટ્ટા શત્રુઓમાં ત્રણ દિવસ ત્રણ રાત પસાર કરી અને સખ્ત ગરમીમાં પોતે એકલા મક્કાથી મદિના પહોંચવા સેંકડો માઇલોની મુસાફરી, દુશ્મનોના હુમલાની બ્હીક અને ડર સાથે કરવી અને પગે ચાલીને આડા અવલા રસ્તે જવું તે એક એવી દલીલ છે કે તેમના ઉપર કુરાને શરીફના શિક્ષણની તથા હજરત મોહમ્મદ સલ્અમની સંગતની કેવી અસર થઇ હતી, અને તેઓના દીલોમાં કેવી ચમત્કારિક તથા આત્મિક જ્ઞાનની શક્તિ આવી હતી કે જેના પ્રતાપે તેઓ જાનની પરવા નહિ કરતા અને આ દુન્યાની લાલચને હેચ સમજી ખુદા આગળ તેનો બદલો મેળવવા આશાવંત રહેતા.

(૩૨) જયારે દુશ્મનો જબલસુર આગળથી ચાલ્યા ગયા ત્યારે હઝરત મોહમ્મદ સલ્અમ અને હઝરત અબુબકર (રદી૦) યસરબ (જેનું પાછળથી નામ મદિના પડયું) તરફ ગયા, કારણ કે

યસરબના લોકોમાં ઘણા મુસલમાનો થયા હતા અને મક્કાના લોકો જુલ્મ કરતા હોવાથી તેઓએ પેગમ્બર સાહેબની સેવામાં યસરબ આવવા વિનંતી પણ કરી હતી. તેઓ યસરબથી દક્ષિણમાં આવેલા કબા નામના ગામમાં (મદિનનાની દક્ષિણમાં બે માઇલના છેટે આવેલું છે. અને હજી પણ કબા ગામ મોજુદ છે) હઝરત અલી (રદી૦)ના માટે વાટ જોતા ત્યાં થોભ્યા, અને હઝરત મોહમ્મદ સલ્અમે આખરી વખતે જેમ હઝરત અલી (રદી૦) ને કહ્યું હતું કે "ખુદાના હુકમથી તમારો વાળ પણ કોઈ વાંકો નહિ કરી શકે" તેમ થયું, અને સહી સલામત શત્રુઓથી બચતા, સેંકડો માઇલની મુસાફ્રી સખ્ત ગરમીમાં કરતા ત્યાં આવી પહોંચ્યા. ત્યાર પછી સર્વે મળી યસરબ (મદિના શરીફ)માં પધાર્યા, જ્યાં સર્વે મુસલમાનોએ બહુજ ખુશીથી સત્કાર કીધો.

હઝરત મોહમ્મદ સલ્અમના અસહાબીઓ હઝરત ઈસા (Christ) ના હવારીઓ તથા હઝરત મુસા (Moses) ના સાથીઓ કરતાં બહાદુરી, વફાદારી, ઈમાનદારી, જાન ફેશાની પ્રેમ, ધીરજ, સત્યતા, પ્રમાણિકપણા, તથા દુઃખ ઉઠાવામાં બહુ દરજ્જા ચઢીઆતા હતા, હઝરત મોહમ્મદ સલ્અમના અસહાબી-ઓના જેવા દાખલાઓ ભાગ્યેજ બીજા કોઇ પણ પેગમ્બર, મહાત્મા તથા ધર્મ ગુરૂના સાથીઓમાં જોવામાં આવે છે બાઈબલમાં તો હઝરત ઇસા પોતાની જીભે તેઓ સર્વેને બેઇમાન કહે છે, (જુઓ ઉપર આપેલા માન ૧૯ માં દાખલામાં) અને હઝરત મુસાના સાથીઓ પણ કેવા નાફરમાન હતા તે પણ આપણે ૨૬ માં દાખલામાં જોઇ ગયા. અને આ થોડાક દાખલાઓ હઝરત મોહમ્મદ મુસતફા (સલ૦) ના અસહાબોના પણ જોયા. તેઓના

બીજા એવા ઘણા દાખલાઓ છે જે અત્રે વધારે લખવાની જગ્યા નથી, પરંતુ પ્રિય વાંચકને જે પુરવાર કરી દેખાડવાનું હતું તે બસ છે. વળી હઝરત મોહમ્મદ સલ્અમે પોતાના સર્વે અસહાબોની તારીફમાં કહ્યું છે, અને તે સર્વેના દાખલાઓ તથા તારીફો સર્વે હદીસ શરીફની કીતાબોમાં ભરપુર છે તેવો એક પણ દાખલો તથા તારીફ બાઇબલમાં થઇજ નથી અને તારીફ થાય પણ કેવી રીતે હવારીઓની વર્તણુંક તો પ્રિય વાંચકે તો જોઈ, તેઓ તારીફને લાયકજ ન હોતા, પરંતુ શિક્ષા પાત્ર હતા. અને તેઓ-માંના કેટલાકને બાઇબલના જણાવવા પ્રમાણે શિક્ષા ભોગવવી પડી. હવારીઓ પણ હઝરત ઇસાની સંગતમાં રહેતા અને અસહાબો પણ હઝરત મોહમ્મદની સંગતમાં રહેતા. હઝરત ઇસા તથા બાઇબલના શિક્ષણની તેમના નજદીકના લોકો ઉપર કાંઈ પણ અસર થઈ નહિ, ત્યારે હઝરત મોહમ્મદ સલ્અમ તથા કુરાને શરીફે તેમના નજદીકના તથા દુરના લોકો ઉપર કેવી સરસ અસર કરી; ફકત કુરાને શરીફની વાણી સાંભળી હઝરત ઉમર જેવા ઈસલામના કટ્ટા દુશ્મન ઇસલામના સાચા ખાદીમ થઇ ગયા, તેવી એક પણ દલીલ પાદરીઓ રજુ કરી શકશે કે ? કુરાને શરીફે અસ-હાબોની જીંદગીમાં ચમત્તકારિક સુધારા કર્યા તેઓનું આત્મિક બળ વધાર્યું તેમજ તેઓ સર્વે ચીજોમાં પાકટ થયા, પરંતુ બાઇ-બલે હવારીઓમાં કાંઇ પણ ફેરફાર કીધું નહિ, કરી શંકયું નહિ, અને નિષ્ફળ નિવડયું, તે ઉપલા દાખલાઓથી સ્પષ્ટ પુરવાર થાય છે. બાઈબલ જયારે પોતાના નજદીકના લોકો ઉપર અસર કરી નહિ શકયું તો દુન્યામાં શું ફેરફાર કરી શકવાનું છે. બાઇબલમાંજ ફેરફારો થયા છે, ખરૂં બાઇબલજ દુન્યામાં કયાં છે ? એક બાઇ-

બલને બીજા સાથે સરખાવતાં બરાબર મળતું નથી ત્યારે કુરાને શરીફમાં તેવું કાંઈજ જોવામાં આવતું નથી. એક ચીનનું કુરાને શરીફ આફ્રિકાના રણોમાં કુરાને શરીફની નકલ સાથે સરખાવશો તો પણ એક શબ્દનો પણ ફેર નહિ પડે, ત્યારે બાઇબલ ખુદ એક એક કોઇ સાથે મળતી નથી. જેવી રીતે હઝરત ઈસા (અલ૦) ફક્ત તેત્રીસ વર્ષની નાની વયમાં આ દુન્યા છોડી પોતાનો સંદેશો અપૂર્ણ તથા નિષ્ફળ છોડી ગયા તેવીજ બાઇબલની પણ ગતિ થઈ. હઝરત ઇસા (સલ૦) નો સંદેશો ફક્ત બની ઇસરાઈલના કુમાર્ગે દોરવાયેલા મેંઢા (અનુયાઇ)ઓ માટે હતો.

"હું મોકલવામાં આવ્યો નથી પણ ફક્ત બની ઇસરાઇલ (યાહુદીઓ)ના ખોવાયલા (એટલે ગુમરાહ થયેલા, કુમાર્ગે દોરવાએલા) મેંઢાઓ (અનુયાઈઓ) માટેજ."

[ સેન્ટ મેથ્યુ પ્રકરણ પંદરમું આયાત ૨૪ ]

ત્યારે કુરાને શરીફ શું કહે છે તે પણ પ્રિય વાંચકને વાંચી જવા અરજ કરૂં છું:—

"વમા અરસલનકા ઇલ્લા રહેમતુલ લીલ આલમીન" "નહિ મોકલ્યો તને પણ દુન્આ માટે આર્શિવાદરૂપ કરીને" એટલે ખુદા હઝરત મોહમ્મદ પ્રત્યે કહે છે કે "હે મોહમ્મદ તને તમામ દુન્યા માટે આર્શિવાદરૂપ કરીને મોકલ્યો છે"

તેવીજ રીતે અન્ય સ્થળે કુરાને શરીફમાં હઝરત મોહમ્મદ મુસતફાને તમામ દુનીયા માટે મોકલ્યા છે તે પ્રમાણે વર્ણવેલું છે.

હઝરત ઈસાનો સંદેશો જયારે એક કોમ માટે હતો ત્યારે હજરત મોહમ્મદ સલ્અમનો સંદેશો તમામ દુન્યા માટે છે.

હે ખ્રિસ્તિઓ તથા પાદરીઓ અંધકારમાં જીંદગી ન ગુજારતા આવો ઇસ્લામ ફકત એકજ રસ્તો છે કે જે પ્રકાશમાં તમને લાવી શકશે, ઈસ્લામ કાંઈ તમારા માટે નવું નથી. ઇસ્લામ તેજ સર્વે પેંગબરોના સરળ રસ્તાઓ દેખાડે છે અને ઇસ્લામ ફકત એકજ ધર્મ છે કે જે ખુદાની ઐકયતા સ્પષ્ટ શિખાડે છે. અંધકારમાંથી નિકળવા તથા મુક્તિ મેળવવા કુરાન શરિફ શિવાય બીજુ કોઇપણ પુસ્તક નહિ મળી શકે ! ફકત કુરાને શરીફ એકજ કીતાબ છે કે જે અસલી સ્થિતિમાં ફેરફાર વગર રહી છે. અને જે કીતાબ પોતે દુન્યાના અનેક જુલ્મ સીતમના સમયમાંથી ફેરફાર થયા વગર તથા પોતાનું અસલ સ્વરૂપ છોડયા વગર રહે તેજ વધારે ભરોસાપાત્ર ગણાય. અને જે કીતાબ કે જેના લખનારા બાઇબલ પ્રમાણે બેવફા, બે ઇમાન હવારીઓ હોય તે કોઈ દિવસ પણ ભરોસાપાત્ર ગણાયજ નહિ, માટે આંખો ખોલો, અને તમારા માટે પ્રકાશનો રસ્તો ફકત ઇસ્લામનો છે તે વિષે વિચાર કરો અને તે ઉપર ચાલવા કોશીશ કરો.

———:•:———

૭૮૬



## "ઈસ્લામના ખ્રિસ્તિ તથા યહુદી ધર્મો ઉપર ઉપકારો."

મઝકુર પુસ્તકમાં ઈસ્લામ, પેગમ્બરે ઈસ્લામના મુબારક વચનો, કુરઆને શરીફ તથા ઈતિહાસીક દાખલા દલીલોથી સાબીત કરી આપ્યું છે કે ઈસ્લામે ખ્રિસ્તિ તથા યહુદી ધર્મો ઉપર અસંખ્ય ઉપકારો કર્યા છે. કુરઆને શરીફના દાખલાઓ તથા બાઈબલના વચનો પણ આપવામાં આવ્યા છે કે જેથી વાંચક વર્ગને બંને બાજુ જોવા તક મળે.

આ નાનું પુસ્તક દરેક સાહિત્યના પ્રેમીને વાંચવા ભલામણ કરવામાં આવે છે, એક વખત વાંચશો તો છોડવાનું મન નહિ થાય, વળી તે પુસ્તક માટે અત્રેના મશહુર અખબારોએ પણ તારીફ કરી છે.

ગ્લેજ કાગળ, અને ટાઈટલ સુંદર આર્ટ પેપરનું કીંમત માત્ર ૭ આના.

મળવાનું ઠેકાણું:—

**મેનેજર, ઇશાઅતે ઇસ્લામ માસિક,**

૩૦૧, હબીબ બીલડીંગ, ભીંડી બજાર, મુંબઈ નં. ૯.

૭૮૬



## અંજુમને તરગીબો તાઅલીમે ઇસ્લામના આશ્રય હેઠળ.

# "ઇશાઅતે ઇસ્લામ માસીક."

મુસલમાનોનું ધાર્મીક, સંસારી ઐતિહાસીક, રૂહાની (આત્મિક,) અખલાકી (નૈતિક) ગુજરાતી માસિક ચોપાન્યું, નામાંકીત લેખકોના ઉત્તમ પ્રકારના જાણુવા લાયક દિલચસ્પ લેખોથી ભરપુર, જ્ઞાન તથા વિદ્યાનો ભંડાર.

## ખરીદો, નામ નોંધાવો, અગાઉથી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| વાર્ષીક લવાજમ પોસ્ટેજ સાથે | | | | રૂા. | ૩—૦—૦ |
| હિંદુસ્તાનની બહાર | ,, | ,, | | ,, | ૪—૦—૦ |
| શ્રીમંતો પાસેથી | ,, | ,, | | ,, | ૫—૦—૦ |
| છુટક નકલના | ,, | ,, | | ,, | ૦—૫—૦ |

મળવાનું ઠેકાણું:-
મેનેજર, ઈશાઅતે ઇસ્લામ,
૩૦૧. હબીબ બીલ્ડીંગ, ભીંડી બજાર, મુંબઈ નં. ૯.

# "ઈલેકટ્રીક સામાનની દુકાન."

## આહમદ લતીફ એન્ડ કું૦

અમારે ત્યાં ઇલેકટ્રીકને લગતો દરેક પ્રકારનો સામાન જેમકે કેસીંગ, કેપીંગ, અને દરેક સાઇઝના લાકડાનાં બ્લૉકો હંમેશા મોટા જથ્થામાં તૈયાર મળશે.

એક વખત ઓરડર આપી ખાત્રી કરવા વિનંતિ કરવામાં આવે છે.

ટેલેગ્રાફીક એડ્રેસ
કેસીંગવુડ.
ટેલેફોન નાં. ૪૮૭

૨૦૮ મનહર બીલ્ડીંગ, લુહાર ચાલ,
મુંબઇ. નાં૦ ૨.

**AHMED LATIF & Co.**

Timber Merchants & Electrical Goods Dealers

208 Manhar Buildings, Lohar Chawl,

Bombay, No. 2

Telegraphic Address
**CASINGWOOD**
Telephone No 487